—પંદર તિથિનો ગરબો—

પડવે પાતળીઆ ગીરધારી મારે ઘેર આવજોરે લોલ,
બીજે, બાળક બેહુ બહાર કે મેં સમજાવ્યુંરે લોલ.
ત્રીજે, ત્રણ ભુવનનો નાથ કે, મોતીડે વધાવીએરે લોલ,
ચોથે, ચંચળ બોલી નાર કે, મથુરાંની વાટમાંરે લોલ.
પાંચમે, પગલાં ભરજો પ્રેમ કે, મારે ઘેર આવજોરે લોલ,
છઠે, છોગાળા ભગવાન કે, ભગતને તારજોરે લોલ.
સાતમે સાંદ કરે એક નાર કે, ગોકુળ ગામનીરે લોલ,
આઠમે, અવતરીઆ ભગવાન કે, નીરખુ નાથનેરે લોલ.
નોમે, વરત કરે એકનાર કે, ગોકુળ ગામનીરે લોલ,
દશમે, માર્યો મામા કંસ કે, મથુરાંની વાટમારે લોલ.
એકાદશી, પરણી લાવ્યા નાર કે, સતભામા ખરીરે લોલ,
બારશે, બહુ બળીઆ ભગવાન કે, દીશોદીશવાપીઆરે લોલ.
તેરશે, ધન ધુવે એક નાર કે, ગોકુળ ગામનીરે લોલ,
ચઉદશે, બનસી બટને, ચોક કે, રાસ રમાડજોરે લોલ.
પુનમે, પંદર તીથી થઇ પુરી કે, ગુણ ગાઇ રહીરે લોલ,

રાસક્રીડા—શ્રીકૃષ્ણ રાધાનો ગરબો—

વનમાં ભુલી પડીરે, પેલો કયાં ગયો કાનુડો,—ટેક.
ઝરમર ઝરમર મેહુલો વરસે, પુરણ કરી તે હેલી,
અઘોર વનમાં મુજને મેલી, ત્યાં કોણ અમારૂ બેલી—વન૦
ગોકુળ ગામની ગોવાલણી સહુ મહી વેચવા ચાલી,
મારગ મળીયા માવજી, ત્યાં રોકી રાધે પ્યારી—વન૦

મારગ મળીયા માવજી, મને રોવા સરખી કીધી,
માથા ઉપરથી મહીની મટુકી, ઉઠાવીને લીધી—વન૦
જસોદાજી આ લાલ તમારો; આડા અવળી ચાલે,
સોળ સહસ્ત્ર ગોપીઓમાં, મન માને ત્યાં માલે—વન૦
આગળ પાછળ મહેલ તમારાં, વચમાં અમારી મેડી,
અગાશીમાં અમેજ રમતાં, સાન કરી શીદ તેડી—વન૦
મોર મુગટ ને કાને કુંડળ, હરખે વાગે તાળી,
આગળ પાછળ ગોપી નાચે, મધ્ય નાચે વનમાળી,—વન૦
ભમરી ખાતા ભુધરજીએ, એવી માયા કીધી,
હરી તો અંતરધ્યાન થયા, એક સખી સંગાથે લીધી—વન૦
પુરૂષોતમને પગલે પગલે જોતી જોતી જાઉં,
નારાયણનાં દર્શન વિણ હું, આકુળવ્યાકુળ થાઉં—વન૦
જોતામાં એક અબળા દીઠી, તેને પુછી વાત.
રાધા કહે અભિમાન આવ્યું ત્યારે, તજ્યો અમારો સાથ—વન૦
ઝાડે ઝાડે જોતી ચાલું, જઇને ઝાલું હાથ,
લાલ જાણી ત્રીકમજીએ પ્રેમે ભીડી બાથ—વન૦
વંદ્રાવનની કુંજગલનમાં મળીયાં રાધે પ્યારી,
મયારામના સ્વામિ મળતાં; વેળા અમારી વાળી—વન૦

—કજોડાની કહાણી—

કાંચલડી કંકોડીને વાડકીમાં પાણી................ .........
ન્હાનો વર નવડાવા બેઠી સમડી લઇ ગઇ તાણી-લાલ કેમ કરીએ.
મારે કરમે કજોડું લાલ કેમ કરીએ... ... ... ...લા.
મારે જુગમાં વગોણું, મારે સઇયરોમાં મેણું.........લા.

ટોપલીઆમાં ઘાલી હું તો કાકાબળીયા ગઈતી
કાકેબળીએ પુછયું તારો શો સગો એ લાગે.........લાલ.
બાઇજીનો બેટા ને નણંદીનો વીરો, ન્હાનો છે પણ કંથ-લાલ.
રોટલા ઘડું ત્યારે ચાણુકીરે માગે ઘબ લઇને ઢીકો મારે હૈડામાં સાલે
પાણીડાં જાઉ ત્યારે છેડે વળગ્યો આવે,... ... ...લાલ.
ઘબ લઇને ધીક્કો મારૂં હૈડામાં હાલે... ... ...લાલ.
હાથ પગ દોરડી ને પેટ મોટું ગોળી.... ... ...લાલ.
ઉકરડે જઈ કળસે બેસે, સમળી પાડે ઢાળી.... ....લાલ.

--ગુણીયલ ગજરો --રાગ ગરબી--

માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો, તારા ગજરાનો આપીશું મજરો,
તારા ગજરાનુ આપીશું મૂલ, માંહી ગુંથજે ગુલાબનું ફુલ,
જે તું કહીશ તે કરશું કબુલ.... .... ... ....માલણ.
જેવી તારી હોય ચતુરાઇ, તેથી કરજે તેની સરસાઇ,
કાં બાકી ન રાખીશ બાઇ... ... ... ... ...માલણ.
એવી કરજે કારીગરી એમાં, જુગ્તિ હોય જોવા જેવી જેમાં,
મોહ પામે મુનીવર તેમાં... .... ... ....માલણ.
વર લાડકડાને રે કાજે, એવો ગુંથજે ગજરો તું આજે,
જેવો છત્રપતિને છાજે... ... ... ...માલણ.
એમાં જુગ્તિ જોવાજોગ જાણી, જુઓ અંગમાં ઉમંગ આણી,
રીઝે રાજા અને રાણી... ... ... ... ...માલણ.
તને આપીશ હીરાનો હાર, વળી સોળ સારા શણગાર,
ઉપર હેમની મહોર હજાર... ... ... .... .... માલણ.
કવિતાની કીંમત ઉર આણે. એજ ગજરાનું મૂલ પ્રમાણે.
દાખે દલપત બીજા શું જાણે... ... .... ... ... માલણ.

(હરીદાસ કૃત)—પાંડવનો ગરબો—

ગરૂડ ચઢી આવજો ગીરધારી, લજ્યા મારી રાખજો મોરારી–ટેક
ભાવે ગણપતિને ગાઈએ, ગુરૂને ચરણે જઈને નમીએ.
પદ પુજીને પાવન થઈએ... ... ... ... ...ગરૂડ ચઢી૦
કુંતા માતા છે શુભ મતિ, સતી સાધ્વી દ્રૌપદી,
મારી વહારે ચઢો જદુપતિ... ... ... .... ....ગરૂડ ચઢી૦
ધર્મ રાજા તે ધર્મનું ધ્યાન, રૂડા અર્જુનના વિશ્રામ.
ભીમ સહિત મહા બળવાન.... ... .... ...ગરૂડ ચઢી૦
બેશી સહદેવને લાવે, તે તો પાંડુના પુત્ર કા'વે,
તેજવંતા તે નકુળ આવે... ... ... ... ....ગરૂડ ચઢી૦
હસ્તિનાપુરમાં હોડજ ધારી, માંડયા દ્યુત ને બાજી હારી,
પહેલે પાસે હસ્તિનાપુર હારી... ... ... ....ગરૂડ ચઢી૦
બીજે હાર્યો તે ગર્થ ભંડાર, ધર્મ રાજા કરે વિચાર,
એમ હાર્યાં તે વારંમવાર... .... ... ... ...ગરૂડ ચઢી.
ત્રીજે હાર્યા તે ચતુર ચુકાવી દ્યુત વિદ્યા થકી હારી,
ચોથે હાર્યા દ્રૌપદી નારી... ... ... .... ...ગરૂડ ચઢી૦
પાંડવ હાર્યા ને હિંમત મેલી, એમની વાત તે વિશ્વમાં થએલી
બહુ નામી થજો મારા બેલી... ... ... ....ગરૂડ ચઢી૦
એવે બોલ્યા દુર્યોધન અહંકારી, તેડી લાવો પાંડવની નારી
એમ સભામાં બોલ્યો પોકારી.... .... ....ગરૂડ ચઢી૦
એવે દુશાઃશન, દોડતોરે આવ્યો, સભાને સમાચાર સંભળાવ્યો
કર સાહીને ચોટલો ગ્રહી લાવ્યો.... ... ...ગરૂડ ચઢી૦
સુણી બોલ્યો દુર્યોધન અહંકારી, ખોળે બેસો પાંડવનીરે નારી,
એમ સભામાં બોલ્યો હોકારા.... ... ....ગરૂડ ચઢી૦
ત્યારે સતીએ દીધોરે શ્રાપ, તન લાગ્યું પૂર્વનુંરે પાપ,
ખોળે બેસશો શોક સંતાપ... .... ... ...ગરૂડ ચઢી૦

ખોળે બેસે ગદા ભીમ કેરી, તને કાળે લીધો છેરે ઘેરી,
બંધુ યાદવકુળ કર્યું વેરી... .... ... ....ગરૂડ ચઢી૦
દુર પંથ છે દ્વારીકા ગામ, સે'જે સુતા છે સુંદર શ્યામ,
મારી વા'રે ચઢો ઘનશ્યામ... ... ... ...ગરૂડ ચઢી૦
હરિએ ગરૂડ કર્યો તૈયાર, ત્યારે બોલ્યા રૂકમણી નાર,
તમે ક્યાંરે પધારો ભર્તાર.... ... .... ....ગરૂદ ચઢી૦
સતીને ભરીરે સભામાં આણી, એનાં ચીર લેછે દુષ્ટ તાણી.
તેની વા'રે ચઢુ છું રાણી.... .... .... ....ગરૂડ ચઢી૦
પ્રભુ ભરીરે સભામાંરે આવ્યા, પંચાળીના પટકુળ લાવ્યા,
ક્રૂર સહીને ચીર પહેરાવ્યા, ... ... ... ....ગરૂડ ચઢી૦
હરિએ નવસે નવાણું ચીર પુર્યાં, તેમા એકે નથી અધુરાં,
ભક્ત કામમાં પ્રભુ છે શૂરા ... .... .... ....ગરૂડ ચઢી૦
જે કોઇ પાંડવનું પદ ગાશે, તેને કોટી યજ્ઞ ફળ થાશે,
હરિદાસનું કારજ સરાશે... .... .... ...ગરૂડ ચઢી૦

**મીરાં ચરિત્ર,—રાગ ગરબી—**

મીરાં મન મોહન શું માન્યું,..................................
વરિયાવરિયા શ્રી ગીરધરલાલ, જાણે જગ નથી કાંઇ છાનું
જેમલ રાઠોડની દીકરીરે, સુણો, મીંડતા એનું ધામ
રૂપ ગુણ કોઇ સમોવડ નહીં રૂડું ધર્યું મીરાંબાઇ નામ-મીરાં
જોશીએ વાંચી જન્મોતરી રે, તેમાં લખ્યું નીકળ્યું એહ
વરશે વિશ્વંભર નાથને રે, કરશે નંદ કુંવરજી શું નેહ-મીરાં૦
ઉદ્યોત પુરનો રાણો રાજીયો રે, તે સાથે કરી છે સગાઇ
પરણાવીને વળાવ્યાં સાસરે, કઇ લૌકિક રીતે મીરાંબાઇ-મીરાં૦
દેવીને દવા વધામણાં રે, ચાલ્યાં વરકન્યા સહુજન;
રાણે પારવતીજી પુજ્યાં રે, મીરાંનું તો મોહનમાં મન-મીરાં૦
સાસુ કહે સૌભાગ્ય વધેરે વહુ, નમો શકિતને પાય

મીરાં કહે મસ્તક મારૂં નહીં નમે, વિના શ્રી ગિરિવરધર રાય—મીરાં૦
સાસુ કહેરે સામી બોલી આજથી, મારે નથી એ વહુનું કામ.
પુત્રને કહ્યું એહને રાખો પરી, એક ન્યારૂં રચાવો એનું ધામ—મીરાં
એવું સુણીને મીરાં મગ્ન થયાંરે, ભલું થયું ભાંગીઃ જંજાળ;
સાધુની સંગે દિનરેણુ નિર્ગમશું સુખે, સેવીશું શ્રી ગોપાળ—મીરાં૦
નંદ નંદન સાથે ન્યારાં રહ્યાંરે મીરાં, હરિજન આવે ઘણા ઘેર,
નિત્ય ભજન કથા કીર્તન ઓચ્છવ, હરિનાં—ને કરે લીલાલેહેર—મીરાં૦
નણંદ આવી મીરાંબાઈની પાસે, ભાભી આ સો માંડયો ઉત્પાત;
સાસરે રાણાજીનું કુળ લજાવ્યું વહુ, મહીએર લજાવ્યાં માત તાત.
અંબર આભ્રણ પેહેરો અનુપમ, સજો સુંદર શણગાર;
મહેલે પધારો રાણાજી તણેરે, રમી રીઝવી લ્યો ભરથાર—મીરાં.
છાપાં તિલક આ શી ! તુલસીની માળા, નાચો કુદો વેરાગીને વેષ;
સંગ મુકી દો સાધુ સન્તનેરો, રાણોજી તો કરે સુણી કલેશ—મીરાં
મીરાં કહેરે બાઈ કલેશ ટાળવાનો, એકજ છે ઉપાય;
કહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે, નૃત્યુ કરીને હરિ ગાય—મીરાં.
વળી સોનું રૂપું પહેરે શું સુધર્યું રે, કહાડી નાખો એ ડાક ડમાળ,
છાપાં તિલક ધરી સાધુઓમાં બેસો. ચાલો પહેરો તુલશીની માળ—
તમો પણ જાઓ શીદ સાસરેરે, બાઇ વૃથા વટાળો શાને દેહ;
મનગમતા મોહનવર સાથે તમો, સરવે તજીને કરો સ્નેહ—મીરાં.
કહેજો તમારી માતને રે વૃધ્ધ થયાં ગોવંદ ગુણ ગાયે;
હરિ વિના કોટિ દેવ શેવશો તોએ, જન્મ મરણ નહીં જાયે—મીરાં
સુણી એમ છણકતી ખીજતીરે, બાળા આવી બાંધવની પાસ;
આ ભાઈ ભાભી કહે છે થાઓ વેરાગી, સહુ મુકી દો રાજ અવાસ—
એવું સુણીને આવ્યો રોષ રાણાને, પ્રેર્યા સેવક મીરાંને અવાસ;

લાવો ખબર છે શા રંગમારે, કોણુ કોણુ બેઠું છે એની પાસ-મીરાં.
અનુચરે આવી એમ કહ્યુ જે, નથી ત્રીજું માણુસ આ વાર;
રાણીજી સાથે કોઇ પુરૂષ બીજો છે, ઘરમાં થઈ રહી છે થૈથૈકાર.
સુણતામાં રાણો થયો રતડોરે, ખેંચી ખડગ ધાયો છે તેણીવાર;
પેઠો મીરાંને મહેલે એકલોરે, કોઇ આવે ના ધાઇ દીધાં દ્વાર-મીરાં
આવી જેયું તો મીરાં એકલીરે, પ્રભુએ તેને ના દીધું દર્શન;
પુછયું મીરાંને પેલો પુરૂષ કયાં છે, તાહરે લાગ્યું જેશું લગ્ન-મીરાં.
કયાં છે પુછો શું રાણા રોષમાંરે, તે તો સઘળે વસે છે ભરપૂર;
ધ્યાનમા જુએ જોએ જોગી પ્રેમી પ્રત્યક્ષ દેખે, રહે છે દુષ્ટ થકી દુર
કાહાડી નાખોજી આ કલેશ કપટ, સત્સંગે નિર્મળ કરો મન;
પ્રેમ ભક્તિએ પરબ્રહ્મ ભજો તો. તમને થાય તેહુનાં દર્શન-મીરાં.
એવું સુણીને આગ લાગી ઘણીરે, પણ ભાવ ના સમજ્યો ભૂપ;
ક્રોધ કરીને શસ્ત્ર ઘાવરે એ હવે, દીઠાં મીરાંનાં બે રૂપ-મીરાં.
તોયે મુરખ સમજ્યો નહીરે, મન સાથે ન કીધો વિચાર;
બીજું ખડગ એણે ખેંચીયુંરે, ત્યારે હરિએ દેખાડી મીરાં ચાર-
છોભો પડયો ને પાછો ફર્યોરે, રાણો આવ્યો પોતાને ઘેર;
વિષનો પ્યાલો મોકલ્યો પીજો, કહાવ્યું રાણાએ આણી ઝેર-મીરાં.
લીધો મીરાંએ મન મગ્ન થઈનેરે, પ્રભુને દેખાડી કર્યું વિષપાન;
અમૃત સરખું થઇ ગયું રે, એનો સમર્થ ધણી ભગવાન-મીરાં
મીરાંબાઈ આવ્યાં વૃંદાવનમાં રે, પ્રેમે નીરખ્યા શ્રી વ્રજરાય;
શ્રી જમુના પયપાન કર્યુંને, કરી જીવા ગોંસાઈને શિક્ષાય-મીરાં.
હરિજન જાણી મીરાંએ મળવા કહાવ્યું, તેણે કાવ્યું ના જોઉં સ્ત્રીનું મુખ
મીરાં કહે સારૂં થયું સવારૂં મુજને, પર પુરૂષ જોએથી દુઃખ-મીરાં.
આજ લગી હું એમ જાણુતી જે, વ્રજમાં કૃષ્ણ પુરૂષ છે એક;

ંદ્રાવન વસી હજુ પુરૂષ રહ્યા છો, તેમાં ધન્ય તમારો વિવેક–
ેવું સુણીને જ્ઞાન પામિયારે, જીવા ગોસાંઇ મળ્યા છે સામા ધાઈ;
ળીમળીને હરિની વાત કરીને આવ્યાં, મેવાડ દેશ મીરાંબાઇ-મીરાં
રી તૈયારી ચાલ્યા દ્વારિકારે, પ્રેમે નિરખ્યા શ્રી રણછોડ.
ાસ પુરીને પ્રભુની પાસે રહ્યા સદા, પહોંચ્યા છે મનના કોડ.
ાછળ પસ્તાવો રાણાને થયો રે, ગયું ઉતરી મનનું ઝેર;
ુખે માગે તે આપું તેહને જે કોઇ, લાવે મનાવી મીરાંને ઘેર–
પરા ઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને લાગ્યા સહુ પાય;
ાજી પધારો મેવાડમાં વહેલાં, રાણાજી તો અન્ન ન ખાય–મીરાં.
ા'જા' લગી તમો રહેશો દ્વારિકાંરે, ત્યાં લગી કરૂં અપવાસ;
ાગ્રહ દેખી મીરાં વિદાય માગવાને, આવ્યા શ્રીપ્રભુજીની પાસ–
ારિએ હકીકત સાંભળી રે, હસી ચાંપી હૃદયા સાથ;
ીકૃષ્ણ સ્વરૂપમાં સમાઇ ગયાંરે મીરાં, જે જે શ્રીદ્વારિકા નાથ.
ારિત્ર આ મીરાંબાઇનું રે જે કો, શિખે સાંભળે ને ગાય;
ામ ભક્તિ તેહને મળે ને ત્રુઠે,, દયાનો પ્રીતમ વ્રજરાય–મીરાં



જયારે રામચંદ્રજી તથા લક્ષ્મણજી વનવાસ ચાલ્યા ત્યારે સીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ, તે સમે રામચંદ્રજીએ કહ્યું કે તમે પિયેર જાઓ અથવા અહીં રહો.

તે વિષેનું ધોળઃ—

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં, સતી સીતાને આવતાં સાથ,
કહે રઘુનાથ... ... ... ... ... પધારો પિયર ભણી–ટેક
નહિ તો અહીં રહો સસરાના રાજમાં હેતે હળી મળી સાસુ,
સંગાથ, નહિ તો જોડી હાથ... ... ... ... ... પધારો.
અમે વસ્તીમાં નહિ વસીયે વનીતા, અમે કરશું જઇ વનવાસ.

તમો પામો ત્રાસ... ... ... ... .... ... ... ... પધારો.
સાથે રથ કે ઘોડું નહિ રાખીએ નહિ રાખીએ દાસી કે દાસ.
કોઈ અમ પાસ... ... ... ... ... ... ... ... ... પધારો.
તમે કોશનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો થાક,
લીટી ખેંચો નાક ... ... ... .... ... ... ... ... પધારો.
અમે વનફળ ખાઈ ખુશીમાં રહેશું, કોઈ દિવસે તો કેવળ શાક,
વિન લુણ પાક... ... ... ... ... ... ... ... ... પધારો
વનમાં નથી મંદિર નથી માળીયાં, નથી પહોડવા કાજ પલંગ,
રંગીત નવ રંગ... ... ... ... ... ... ... પધારો.
કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરો તે ખુંચે અંગ
એમાં શો ઉમંગ... ... ... ... ... ... ...પધારો.
વનમાં હીરનાં ચીર તો નહી મળે, વનમાં નહિ મળે ફરતાં
ફુલેલ કે તેલ ધુપેલ... ... ... ... ... ... પધારો
વનમાં નહી મળે શાણી સાહેલીયો, કરશો કે સંગ ખાંત્યથી,
ખેલ ઉમંગ ભરેલ ... ... ... ... ... ... પધારો.
ઉષ્ણકાળે વાશે ઉંના વાયરા, એવું દેખીને થાશો ઉદાસ,
આવે જ્યારે જેઠ માસ ... ... ... ... ... પધારો.
વરસે મેઘને ઝબકશે વીજળી, તેવે ટાણે તો તરૂ તળે વાસ,
નહીં છત્ર પાસ... ... ... ... ... ... ... પધારો.
વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણાં, ચારે તરફ ફરે બહુ ચોર
જેનું ઘણું જોર... ... ... ... ... ... ... પધારો.
વનમાં વાઘ વરૂને વાંદર જેવાં ઘણાં વિચરે જનાવર ઘોર,
બચે નહિ ઢોર... ... ... ... .... ... ... પધારો
મોટા પર્વત દેખીને માનની, તમને નજરે જોયા નહિ જાય;

દીઠે ખાવા ધાય... ... ... ... ... ... ... પધારો
તમે રાજકન્યા કાયા કોમળી, વનવાસના દુઃખ ન વેઠાય,
કાયા કરમાય ... ... ... .... ... ... ... પધારો.
રણમાં અંધારૂં દેખી ડરો ઘણાં, નથી નિસર્યા કદી ઘરબાર,
છો નાજુક નાર ... ... ... ... ... ... પધારો.
તમે છોટી ઉમર સોળ વર્ષનાં, નથી સંકટ વેઠયાં લગાર,
તમે કોઈવાર... ... ... ... ... ... .. પધારો.
પરણી આવીન પીઅર ગયાં નથી, તમને મળવાને ઇચ્છે છે,
માય, ચોંપે ચિત ચાય... ... ... .... .... ...પધારો
રાજા જનકજી તમને ઝંખે ઘણાં, તેમના સંદેશા આવે સદાય.
તેડાં પાછાં જાય .... ... ... ... ... ... ...પધારો
ભાત ભાતનાં ભોજન ભાવતાં તમને મોકલશે મહિપાળ,
પુરાવીને થાળ .... .... .... ... .... ....પધારો.
અમે અવધે ફરી જ્યારે આવશું, લેશું સ્નેહે તમારી સંભાળ,
ત્યારે તત્કાળ ... ... ... ... ... .... પધારો.
રૂડી મિથિલાપુરી મન માનતી, તેમાં પામશો પરમ વિરામ.
આપને ગામ ... ... ... .... ....પધારો.
ગોરી તમને ગમે તમ હું કરૂં, એમ દલપતરામનો શ્યામ,
કહે રાજા રામ .... ... ... ... ...પધારો પિયર ભણી.

—: પછી સીતાજી બોલ્યાં તેનું ધોળ :—

એવું સાંભળી સીતાજી કહે સુણો સુંદરશ્યામ સુજાણ,
પ્યારા મારા પ્રાણ.... .... ... ....સાથે રાખો સ્નેહથી.-(ટેક)
જુદાં પડવાની વાત વા'લા કહો, તેતો બોલ લાગે તીક્ષણ
બાણ, રઘુકુળ ભાણ ... .... .... ....સાથે રાખો.
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર આહરૂં, તમથી વેગળી તે પરદેશ

હું જાણું હંમેશ .... ... .... ... ....સાથે રાખો.
તમે જોગીનો વેશ જો ધારશો; તો હું જોગણનો ધરૂં વેશ,
જટા કરૂં કેશ .... .... ... ... ...સાથે રાખો.
સ્વામી તમેરે સુખી તો સુખ માહરે, તમે દુઃખમાં તો દુઃખ
મારે, દેહ, એમાં કો સંદેહ... .... ....સાથે રાખો,
જે કોઈ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર બળ્યો ધીક
ઓહ, મુવા જેવી તેહ ... ... ... ...સાથે રાખો.
સ્વામી તમ વીના મંદીર ને મળીઆ, ભાસે પર્વત મોટાં
સમાન, વસ્તી તો વેરાન ... ... ...સાથે રાખો.
મહાવનમાં ભરી વસ્તી ભાશસે, જ્યારે પામીશ દર્શન દાન
કૃપા નીધાન : ... ... ... ... ...સાથે રાખો.
સાસુ સસરાને માત પીતા સઉ, ભલે જીવો–કરો રૂડા રાજ,
મને મહારાજ ... ... ... .. ...સાથે રાખો.
સ્વામી શું કરૂં ભાઇ ભોજાઇને; સ્વામી શું કરૂં સઈયર સમાજ,
કેનું નથી કાજ ... ... ... ...સાથે રાખો.
સાચું સગપણ જગમાં સ્વામી તણું બીજો સ્વાર્થી સઘળો;
સંસાર કુટુંબ પરીવાર ... ... ... ...સાથે રાખો.
મારા લાડ પાલણ તમે લાલાજી, બીજો નથી આંસુનો લુંનાર,
કે એક આધાર ... ... ... ... ...સાથે રાખો.
કાયા પ્રાણ થકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડું છેક,
જીવું તજી ટેક... ... ... ... ... ...સાથે રાખો.
જી કોઇ જળથી જુદી પડી માછલી રાખે દુધમાં કરી વીવેક,
જીવે પળ એક... ... ... ... ... ...સાથે રાખો.
તમે સુખના સાગર રહો વેગળા, પછી રાજને પાટ,

હવેલીના ઠાઠ .... ... ... ... ...સાથે રાખો.
મને હીરનાં ચીર ગમે નહિ, મને ન ગમે ઘરેણાંના ઘાટ,
મટાડો ઉચાટ ... ... ... ... ... ...સાથે રાખો.
હું તો તમને દીઠે થાઉ દેખતી, અણ દીઠે તો આંધળી ભીત,
જન્મી આ રીત... ... ... ... ... ...સાથે રાખો.
મેં તો સ્નેહ તોડયા સહુ લોકથી, બાંધી તમ સંગે પુરણ પ્રીત
ચોરાયુ છે ચીત.... ... ... ... ...સાથે રાખો.
જમવું જીવન તમથી જુદા પડી હોય વિધવિધનાં પકવાન
તે વિષનાં સમાન... ... ... ... ...સાથે રાખો
કરીશ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાકને પાન,
તે મેવા સમાન... ... ... ... ... ....સાથે રાખો.
પડશે તડકાને તાપ વૈશાખના તે તો જાણીશ ચંદ્ર પ્રકાશ,
રહી તમ પાસ... ... ... ... ... ...સાથે રાખો.
મુજને મેલીને પંથ પધારશો, આવી મળવાની ધરશો ન આશ
નિશ્ચે પામું નાશ... ... ... ... ... ...સાથે રાખો,
કરતી વાત ઢળી પડી ધરણીએ, સતી જાનકી થઇ નીરાશ,
કહે લેતી શ્વાસ... ... ... ... ... ...સાથે રાખો.
દયા કરી દેવ દધપતરામના, સતી સીતાને દેખી થયાં ઉદાશ,
જતાં વનવાસ... ... ... .... ... ....સાથે રાખ્યાં સ્નેહથી.

રામચંદ્રજીએ સીતાજીને કાગળ લખ્યો તેનું ધોળ.

સ્વસ્તિશ્રી પુર લંકા સોહામણી, જ્યાં રાજે છે જનક કુમારી.
રહો અખંડ એવાતણ તમતણું, એવી આશીષ વાંચો અમારી.
ગોરી દેવના જોગે જુદાં પડયાં, પણ પ્રાણ મારા તુજ પાસ,
એશું બાગ બગીચે કે બંગલે, રહું તમ વિનાં અધિક ઉદાસ.
તારો સ્નેહ ઘડીએ ઘડી સાંભરે, તારો ભાવ ભુલ્યો કેમ જાય,

તારા હેતથી હૈડું ભરાય છે, તે તો લેખનથી ન લખાય.
મારે અર્થે તમે બાળપણ થકી તજ્યો સઘળો પીયર પરિવાર.
મારાં દેશ વચન નહિ લોપિયાં, નથી કોપિયાં કદીએ લગાર.
તારી નમ્રતા અમ્રતથી ગળી, વળી શોભીતો શાન્ત સ્વભાવ.
જેથી મનની ઉદાસી તુરત મરે, તારા બોલના એવા બનાવ.
ગોરાદે તારા ગુણ કેમ વીસરે, કેમ વીસરે વીલાપ ભર્યાં વેણ.
હેતે હસ્તુ વદન તારૂ વનીતા, મારાં નીરખવા તલપે છે નેણ.
દિવસે તુજ વિના દિલમાં ગોઠે નહી, પીવું પાણી કે જમવું અનાજ
રાતે રોઇને આંખ્યો રાતી થઈ; લોક પુછે તો આવે છે લાજ.
ગોરી મનમાં ધીરજ ધરી રાખવી, કાલે ભાંગશે ભવના વીજોગ.
જેથી રીઝે આપણને જગપતિ, એવો અહોનિશ કરજો ઉધોગ:
જે જે વૃધ્ધ પડોશીયો શુદ્ધ છે, તેને પ્રીતથી કહેજો પ્રણામ,
વીભીક્ષણ મારા મીત્ર પવીત્રને, કહેજો જરૂરનું હોય જો કામ.
જોઇતી વસ્તુ જરૂર મંગાવજો, કશી વાતે મુઝાશો ન મન.
કાલ દખીશું દીવસ આનંદના, જાશે વીસરી દુઃખે ભર્યાં દન.
જે જે પ્યારી તમારી સાહેલીયો, તેને પણ મારા કહેજો જુહાર.
સાસુ સસરાની આશીષે સુંદરી, મળશું ભામની ને ભરથાર.
વધે સ્નેહ ને સંપ સુજન સાથે, તેવી તન મન રાખજો ટેવ.
અમે થોડી અવધે હવે આવીશું, એમ લખે દલપતરામનો દેવ.

—કૃષ્ણજીના દશ અવતારનો ગરબો—

કૃષ્ણ કનૈયાને જઈ મળોરે, હરી હઈયાના હાર મારા વ્હાલા,
પહેલે રૂપે શ્રીહરીરે, ધર્યો મચ્છા અવતાર મારા વ્હાલા.
શંખાસુરને મારીયોરે, આપાવ્યા બ્રહ્માના વેદ મારા વ્હાલા—કૃ૦
બીજેને રૂપે શ્રીહરીરે, ધર્યો કચ્છા અવતાર મારા વ્હાલા.

કચ્છે તે સાગર ડોળીઓરે, ચૌદ રત્ન કાઢયા બહાર મહારા-વ્હાલા કૃ.
ત્રીજે ને રૂપ શ્રાહરીરે, ધર્યો વરાહ અવતાર મારા વ્હાલા
પૃથ્વી દાંતમાં ઘાલી લાવીયારે, ગઇતી રસાતાળ, મારા વ્હાલા–કૃ૦
ચોથેને રૂપે શ્રીહરીરે, ધર્યાં નૃસીંહ અવતાર મારા વ્હાલા,
હીરણ્યકશ્યને મારીયોરે, પ્રલ્હાદની કીધી સહાય મારા વ્હાલા–કૃ.
પાંચમે રૂપે શ્રીહરીરે, ધર્યો વામન અવતાર મારા વ્હાલા,
બળી પાતાળે ચાંપીઓરે, આપ થયા છડીદાર મારા વ્હાલા–કૃ.
છઠે ને રૂપે શ્રીહરીરે, ધર્યો ફરશુરામ અવતાર મારા વ્હાલા,
ફરશુરામે ફરશી ફેરવીરે,કાપ્યાસહસ્ત્રાર્જુનના હાથમારા વ્હાલા.કૃ.
સાતમે ને રૂપે શ્રીહરીરે, ધર્યો રામ અવતાર મારા વ્હાલા.
રામે તે રાવણ રોળીયોરે, દેવોને કીધું સુખ મારા વ્હાલા–કૃ.
આઠમે ને રૂપે શ્રીહરીરે, ધર્યો કૃષ્ણ અવતા મારા વ્હાલા.
કૃષ્ણે તો કંસને મારિયોરે, આપ્યું ઉગ્રસેનને રાજ મારા વ્હાલાકૃ.
નવમે ને રૂપે શ્રીહરીરે, ધર્યો બુદ્ધ અવતાર મારા વ્હાલા,
દશમે ને રૂપે શ્રીહરીરે, ધરશે કલકી અવતાર મારા વ્હાલા.કૃ.
કાલીયાને મારશેરે, કમળા, કેરા કંથ મારા વ્હાલા–કૃ.

**નરસિંહ મહેતાની હુંડીનો ગરબો:—**

મારી હુંડી સ્વીકારો મહારાજરે; શામળા ગીરધારી;
પ્રભુ એક તમારો આધારરે, શામળા ગીરધારી—શા૦
પ્રહલાદની પત રાખવા, ધર્યું નરસીંહ રૂપ;
થંભથકી વ્હાલે પ્રગટીયારે, વહાલે માર્યો હીરણાકંસભુપરે–શા૦
નીભાડામાંથી બળતા ઉગાર્યા, બીલાડી કેરા બાળ,
ટીટોડીના વ્હાલે ઇંડા ઉગાર્યા, હરી હેતે થયા રખવાળરે–શા૦
વાણીયાને વીમાસણ કરી ને મંગાવ્યો માટીનો અહાર;
આંઠણીયામાં બાળક ખાંડીયો, તમારી મરજી પ્રમાણે મહારાજરે–શા.

રાણાજીએ કાળ વધારીયો, મીરાં કારણ મહારાજ,
ઝેર ઘોળ્યાં તે અમૃત કર્યાં તમે, ઝેરના જારણ હારરે.-શા.
ગંગેવ કેરે કારણે ચક્કર ધૂરીયું હાથ,
સુધન્વાને કારણે તમે, તેલમાં તળાયા નાથરે-શા૦
શીબીરાજની માટી-છાબે, તોળાણી, ખાલી કયા શરીર;
ધર્મ કેરે કારણે તમે કોલા, કે'વાણા મહારાજરે-શા૦
સાડા ત્રણસો ખોડલાં નાગરનાં જુનાગઢ મોજાર;
તેમાં નથી મારે નોતરૂં, મને, નાતે દીધો તીરસ્કારરે-શા૦
ઝુંપડી તારા સેવકની, જમવા નથી જાર;
બેટી બેટા તો વળાવીયાં હવે, વળાવી ઘરની નારરે-શા૦
ગરથ તો મારે ગોપીચંદનું તુલસી હેમનો હાર;
સાચું ઘરેણું મારે શામળો, મારી દોલત તે ઝાંઝને પખાજરે-શા.
હું નથી મોટો લાખુ પતી, હું નથી શેઠ શાહુકાર;
નરસીંહ મહેતાની વીનતી હું તો, નાગરમાં છું કંગાળરે-શા૦
શેઠ તો દ્વારકાંપુરી વશે, શામળશાહ જેનું નામ;
હુંડી લેજો હાથમાં મોહન, કરજો પછી બીજું કામરે-શા૦
તીરથવાસી ગામમાં ફરે, પુછે નામ ને ઠામ;
ગલીએ ગલીએ ફરી વળ્યા, અહીં નથી શામળાનું નામરે-શા૦
ધુતારે ધુત વિદ્યા કરી, અમને કહેતું હતું બધું ગામ;
ઠગારે કરી ઠેકડી, અમારે પુર્વ જન્મના પાપરે-શા૦
તીરથવાસી ગામમાં ફરી, નીકળ્યા ઝાંપાબાર,
ત્યારે રૂપ લીધું વા'લે વણીકનું, વા'લો શેઠ થયા તત્કાળરે-શા૦
કાને કુંડળ જળહળે એના, તેજ તણો નહીં પાર,
બાંએ બાજુબંધ બેરખા, હરીને હૈયે છે હેમના હારરે-શા૦
હુંડી લાવો મારા હાથમાં, શામળશા' મારૂ નામ;

હંમેશા લખજો હુંડીયું, કે'જો વાણોતર સરખું કામરે-શા૦
હુંડી હાથો હાથ આપી. વા'લે પુરી હૈયાની હામ;
નરસીંહમહેતાનો સ્વામી શામળો, વા'લો નવખંડમાં રાખ્યું નામ.
મારી હુંડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધારી
માથે ધણી ધાર્યો કીરતારરે શામળા ગીરધારીરે
મને કોઇની નથી પરવારે શામળા ગીરધારી
મારે શામળીયા જેવો સરદારરે શામળા ગીરધારી
તમે શામળીયા લેજો સારરે શામળા ગીરધારી.

**ઓધવજીનો સંદેશો [૧ લો]—રાગ ગરબી—**

ઓધવજી અમ સાથે રસીયો રૂશણે રીસાયા કેમ કહોને દિલની વાતજો;
આટીને ધુરી તો નવ અમે જાણીએ મોહનજીના મનમાં મોટી ઘાતજો.
લક્ષણ સૌ જાણ્યારે લોભી લાલના ગુણવંત છે પણ ગાયોના ગોવાળજો.
આહીરડો શું સમજે રસની રીતમાં, કાનુડો કાંઇ કૂંડા ચઢાવે આળજો;
જીવન સંગે રમવા જોબન જાળવ્યાં બાળપણમાં ખાંતે કરતા ખેલજો.
મનડાની વાતોરે સૌ મનમાં રહી મેલી ગયાં કાંઇ દુઃખડા કેરી હેલજો;
વચને અમે વાહ્યારે એ વીઠલે જાતાં જાતાં જુઠો દીઠો કાલજો;
છોકરડા સરખેરે અમને છેતર્યા તજી ગયો એ તસ્કરનો શો તોલજો;
મહીયરીયે જાઉં તો મુજને ખીજવે સાસરીયામાં સાસુનો સંતાપજો;
નહાની તે નણદલરે બાળે બોલડે પુરણ લાગ્યાં પાડોસણના પાપજો,
દુઃખડાંની વેળાએ સુખડાં સાંભરે અંત સમે કોઇ ન આવે કામજો;
સગપણ તો સોનુંરે પીતળ પ્રીતડી વહાલપણામાં વેર કરી ગયા શ્યામજો;
દયા નવ આવીરે દીલથી ઉતર્યા દાસીનો તો દોષ ન જાણ્યો કાંયજો;
પરમેશ્વર જાણીને પ્રીતે પૂજતાં, હરીજીને અમે હાથે કરતા છાંયજો;
ઝણકાર વાગે છે ભોજન પીરસતાં. જમણ કરીને હરીને વાહલાજો;

સાસુજી પૂછેરે વહુ તમે સાંભળો રસોઇ કરતાં આવડો શો ઉચાટજો;
અવગુણને ગુણ ધારે અબળા રાંકનાં વાંક ઘણા પણ વનીતા સંગ શું વેરજો;
રઘુનાથજીનાં સ્વામીને કહેજો એટલું ઘણી થઇ હવે પ્રભુ પધારો ઘેરજો.

## ઓધવજીનો સંદેશો (બીજો)—રાગ ગરબી—

ઓધવજી સંદેશો કહેજો શ્યામને મારા સમ જો મુકી મનનો મેલજો;
કાનુડો કપટીરે આવડો કેમ થયો છળ કરીને છેતરીયે નહી છેલજો.
આટલા દીવસરે આવું નવ જાણતી ઘરથી ન જાણ્યા ધુતારા ઢંગજો.
પાણીડા પીનેરે ઘર શું પૂછીયે બાળપણમાં કીધો એ શું સંગજો.
અણતેડયા જાતાંરે નંદને આંગણે વણ કરાવ્યા કરતા ઘરના કામજો,
એવેરે મીશે જઇ મળતાં કાનને પલકે પલકે કરતી હું પરણામજો,
દીવડા મીશેરે દુર થકી આવતી વનો કરીને વળતી વારવારજો,
મોહનના મુખનારે લેતી મીઠડાં જશોદા મુજને કહેતા નીર્લજ નારજો;
માડીથી છાનારે મેવા લાવતા વાટકડીમા દો'તા ગૌરી ગાયજો;
દુધને દહીયેરે હરીને સીંચતા મેં જાણ્યું જે જીવન મોટા થાયજો;
વેરીઢાં કીધારે વ્રજના લોકને વાલા કીધા ગોપી ગીરધરલાલજો;
ફુલડીએ પાંખડીયે હું નહી ટુઅતી કેમ વીસાર્યું વીઠલજીએ વ્હાલજો;
જમાડી જમતારે જીવન પ્રાણને પવન કરીને પેઢાડતી પર્યંકજો;
એવાંરે સુખડાંતો સુપને વહી ગયા વેરી વીધાતાએ અવળા લખીયા અંકજો;
આભુષણ ધરતારે હરીને અતી ઘણાં, મોર મુગટને કુંડળ ઝળકે કાનજો;
રાજની રીતીએ મોહન માલતાં, નીત્ય નીત્ય નીરખી જોતી નવલે વાનજો;
વાસીદું વાળંતા ધરતી માતાનું, રખે રજ ઉડે રસીયા અંગજો;
આંખલડી આગળથી હરી નવ મુકતી. શા માટે હરી તજ્યો અમારો સંગજો.
દુઃખડાંની વાતોરે ક્યાં જઇ દાખવું, કહીયે કોયે પણ કહ્યું ન માને કોયજો.

વાની છાંયડી તે કુવામાં સમે, તસ્કરની મા કોઠીમાં પેશી રોયજો.
અમારા અવગુણુરે હરીના ગુણ ઘણા, જોઇ નવ કરીયે વડા સંઘાતે વેરજો.
રઘુનાથના સ્વામીને કહેજો એટલું, મળવા આવો મનમાં રાખી મેહેરજો.

ઓધવજીનો સંદેશો (ત્રીજો)—રાગ ગરબી—

ઓધવજી અબળા છે સાધન શું કરે, વાલા વિના તો વેહની પ્રગટી આગજો,
સંદેશો લાવ્યારે ભુંડા વિજોગનો, નથી ખમાતો દાઝયા ઉપર ડામજો.
જોગીડાં થઇએ તો જગમાં લાજિયે, જોગીડાં કયમ ધરિયે ભગવો ભેખજો.
વિશ્વાસે વસું છું વાલમ આવશે, અંગમાંથી ઉપડી રંગની રેખજો.
જંગમની જુગતી તો સર્વે જાણિયે, સમીપ રહે પણ શરીરનો નહીં સંગજો;
એકાત વસવુંરે એકજ આસને, ભેદ પડે તો પડે ભજનમા ભંગજો.
ફકીરી સાધ્યાનું ફળ પામીયે, દમન તજીને દીલ કરીએ દરવેશજો.
દેવને દેખ રે દીલ દેદારમાં, પોકારીયે શું પ્રભુ નથી પરદેશજો.
સંન્યાસી થઇએ તો સુખદુઃખ સાંભરે, વસ્ત્ર તજીને વનમાં કરિયે વાસજો.
પૂરણ પ્રીત વિના તો પ્રભુજી નહીં મળે, દેહ દમનમાં દુઃખડા બારે વાસજો.
જીતી તો જાણેરે જ્યાં ત્યા જીવને, જતી ખરા જે જાણે જીવતી જાતજો.
અલખેલો મેલીને નહિ થાઉ આરજા, ભુલું નહીં કાંઇ દેખીને વળી ભાતજો.
બ્રાહ્મણ તે જાણેરે, સાચા બ્રહ્મને, વિપ્ર વિવેકી વેદ તણો લે સારજો.
રૂપીપત્ની રીઝીરે હરીના રંગમાં, પ્રેમ કરીને પૂજ્યા નંદ કુમારજો.
ખટ દર્શન વાળાને દુઃખડાં ખરાં, બાંધ્યું મારૂં મોહન સાથે મનજો.
જ્ઞાન ગુઢારથ તો મનમાં ગમતું નથી, સુંદર વરને સોંપ્યાં તનમન ધનજો.
આ સારૂં જાણો તો શે નથી રાખતા, જપતપ સાધન જગતમાંહિનું કામજો.
વહોરતિયા વીના તો વસ્તુ નહીં મળે, મધુકર એનો તો ન્યારો છે ઠામજો.
હરી પાસે હતું તે અમને આપ્યું અમ પાસેથી ભરી પ્રેમની પોઠજો.
રઘુનાથના સ્વામીને કહેજો એટલું, હેત હતું તે આપ્યું હૈયાનું હોઠજો.

છોકરીઓની રમત —:રાગ ગરબો:—

તમને કઇ વહુ ગોરાં ગમશે લાલ અચકો મચકો કારેલી...અચકો.
અમને રૂખી વહુ ગોરાં ગમશે રાજ... ... ... ...અચકો.
એ ઢીંગણીને શું કરશો રાજ... ... ... ... ...અચકો.
એ ઢીંગણી કામણગારી રાજ... ... ... ... ...અચકો.
એને ઉચી મેડીએ બેસાડશું રાજ... ... ... ...અચકો.
એને ટોપલો ઘરાણું ઘાલશું રાજ... ... ... ...અચકો.

નરસૈમહેતાકૃત—રાગ ગરબી—

મારૂં વંદ્રાવન છે રૂડું રે, વઈકુંઠે નહિ આવું;
નહિં આવું નંદજીના લાલરે, વઈકુંઠે નહિ આવું—ટેક૦
બેસી રહેવું ને ટગટગરે જોવું, નહીં ખાવું નહિ પીવું રે;
વૈમાન મોકલો તો મોકલો વહેલું, હું આવીશ સૌના પહેલુંરે-વૈકુંઠે
બ્રહ્મના લોક તો છે અતી કુડા, વાસી વ્રજના રૂડારે-વૈકુંઠે.
જય વિજય બે પોળીઆ હતા, તેને તતક્ષણ મેહેલ્યા કહાડીરે;
નરસૈયાનો સ્વામી અંતરયામી, તમે સંભાળોને સારંગપાણીરે-વૈ.

મુળદાસકૃત—રાગ ગરબી—

કયમ કરી ભરીએ આછા નીરરે, જુમનાને આરે;
કાંઠડે ઉભા ગીરધરલાલરે, ગોપીના વહાલા—ટેક.
સોના રૂપાનો મારો ઘાટ ઘડુલો વહાલા,
ઉઢાણીએ રત્ન જડાવરે, ગોપીના વહાલા.
એકવાર જુમના પાણીરે ગયાંતાં વહાલા,
સાથે સહીયરોની હારરે, ગોપીના વહાલા.

સાસુ ધુતારી મોરી નણદી ઠગારી વહાલા.
નાનો દીયરીયો દેશે ગાળરે, ગોપીના વહાલા,
એક એક મોતી મારૂં લાખ સવાયું વહાલા.
પરોવ્યું છે તે સોના કેરે તારરે ગોપીના વહાલા.
વળગા જુમી તમે ન કરોને સ્વામી,
મારો તૂટશે નવસર હારરે, ગોપીના વહાલા.
તાણોમાં તાંણો મારો હાર તુટે વહાલા.
મોતીડાં વેરાયાં માણેક ચોકરે ગોપીના વહાલા.
માથે મટુકી હું તો વન વન ફરતી વહાલા,
દેખે મારા મહીઅરીઆનાં લોકરે ગોપીના વહાલા.
મુળદાસ કહે પ્રભુ મોહન મળીયા વહાલા,
પુર્યા મારા મનડાના કોડરે, ગોપીના વહાલા.

રૂઘનાથકૃત—રાગ ગરબી—

નવા નંદ ગામના ગોવાળીયા, માંહે નંદકુંવર સરદાર;
સહુ આવ્યા સાંકડી પોળમાંરે ત્યાં રોકી રાધા નાર–નવા.
ક’હાને ગોવાળાને એમ કહ્યું, એને સહુ મળી લો સંકેત;
માંહેથી જવાના પામે જુવતી, એતો પૂરી ફરી દગો દેત–નવા.
ભારી હાર તોડી નાંખુ નારના ફોડું મહીડા કેરૂ માટ;
મારે ઘણા દહાડાની દાઝ છે, આપણી ઓળંગે છે એ વાટ–નવા.
દાણ ચોરી કરીને ઘર ભર્યું છે, આજ ભલી આવી છે હાથ,
રૂઘનાથના સ્વામીને કેહેવાને, સહુ ભરી લઇશું સંગાથ–નવા.
રૂઘનાથકૃત—રાગ ગરબી—
મારો મારગ મેહેલોને મવજી, તમે જવાદો જદુનાથ,

માટ મહિડાનું ભારે થયું, મારો જાય સહિયરનો સાથ-મારો.
કેમ રોકી રહ્યા છો કહાનજી, કાંઇ શું કરવું છે કામ;
મારો પાલવ મેહેલો પાતાળ, અળગ રહો સુંદર શ્યામ-મારો.
દાણ દધિનું જાણ્યું નથી, નવું નહિ થાય આજ;
પરનારિને નવ રોકીએ, કપરૂ છે કંસનું રાજ-મારો.
ગેડી ગોવાળે ઉંચી કરી ત્યારે જોડયા ગોપીકાએ હાથ;
રૂઘનાથના સ્વામી શામળા, મારૂ જાણે જગનાથ-મારો.

રૂઘનાથકૃત—રાગ ગરબી—

તુંને જાવા નહિ દઉં જુવતી, દાન લીધા વિના આજ;
શાને વાત કરે વઢવા તણી, મને વહેવારમાં શી લાજ-તુને.
ગોપી ત્યાં હરખી વ.વાહ પીઉ, લાવો લાવો કરે તે કોક;
રાજ કંસરાયનું કેટલું, મારો અમલ છે ચઉદ લોક-તુને.
તું અજાણી થઇ ગોપીકા, મારૂં નવ દીધું તેં દાણ;
ચાર જુગમાં નંદરાયનું, દાણ ગોરસનું પરમાણ-તુને.
મેં ઘણી ઘણી દીઠી ગોવાલણી, ઠગ તુજ સરખી નહી કોય;
રૂઘનાથના પ્રભુને છેતરી, કેમી જાય છે આજ જોય-તુને.

રૂઘનાથકૃત—રાગ ગરબી—

અલ્યા વેગળો રહે વરણાગીયા, મેં જોયું તારૂં જોર,
કંસ સારૂં નાશી આવીયો, થઇ રહ્યો નંદકીશોર-અલ્યા.
આશા અભિમાને બોલવું, ક'હાન કીજે નહિ મોટાઇ;
મુલ અજાણ્યા આગળ હાંકીએ, વહાલા હું નહીં જાઉં વહાઈ-અલ્યા.
વાત જવાદે ને દાણની, પીઓ તો ગોરસ પાઉં;
તમે નવરા છો નંદલાલજી, હું મારગ ખોટી થઉં-અલ્યા.

મોહ મીઠાં બોલે તો મળે, વહાલા વઢવાની શી વાત;
રૂઘનાથના સ્વામી શામળા, મળીશું માઝમ રાત—અલ્યા૦

દયારામકૃત—રાગ ગરબી—

કાનુડો કામગારો................સાહેલી આતો.
કાનુડો કામણગારો રસ ભર્યો ને રૂપાળો
આશો આંખલડીનો ચાળોરે......સાહેલી આતો.
રંગ રાતો મદ, માતો, વાંસળીમાં ગીત ગાતો.
નઇણાસું કરે વાતોરે............સાહેલી આતો.
જળ જમુના ગઇતી પાણી, પ્રેમ પીડા ભરી આણી,
ઘેલી થઇ હું આવી છાનીરે......સાહેલી આતો.
તેં કહ્યું તે મેં ન માન્યું, આજ મારી જાતેજ આણ્યું,
આવડું મેં નો'તું જાણ્યુંરે......સાહેલી આતો.
બેહેની તારે પાયે લાગું, વાહલા વીન ઘેલુ લાગ્યું.
દયાનો પ્રિતમ માગુંરે...........સાહેલી આતો.

નરસૈમહેતાકૃત—પ્રભાત—રાગ ગરબા—

જાગોરે જસોદાના જીવણ વહાણેલાં વાયા,
તમારે ઓશીકે મારાં ચીર ચંપાયાં—જાગોરે૦
પાંશુરે મરડો તો વા'લા ચીર લઉરે તાણી,
સરખી સમાણી સઇયરો સાથે, જાવું છે પાણી—જાગોરે.
પંખીડા બોલેરે વહાલા, રજની રહી થોડી,
સેજલડીથી ઉઠો વહાલા, આળશડાં મોડી—જાગોરે૦
સાદડી પાડું તો વાહલા, લોકડીઆ જાગે,
અંગુઠો મરડું તો પગના ઘુઘરા ગાજે—જાગોરે૦

સાસુડી જાગેરે, વેરણ નણદી જાગે,
ઓ પેલી પડોસણને ઘેર વલોણું વાગે—જાગેરે૦
જેને જેવો ભાવ હોય તેને, તેવું થાયરે,
નરસૈઆના સ્વામી વીના રખે વહાણલુ વાએ-જાગેરે૦

દયારામકૃત સ્તુતી—રાગ ભજન ગરબી—

શ્રી વલ્લભ વિઠલ શ્રીજી સ્વામી શામળીયા વા'લા,
સઘળું સમજો છો અંતરજામી............નંદલાલરે.
ભય તો લાગે છે મુજને ભારિ, શામળીઆ વા'લા,
અંતકાળે શી વલે થશે મારી...........નંદલાલરે.
શેવા સ્મરણના ભાવે કીધું શામળીઆ વા'લા;
સંકસાધુને દુઃખ દીધું.......................નંદલાલરે.
વેદધર્મને વીસર્યા, શામળીઆ વાલા................
અવગુણ ભર્યા છે મુજમાં સારા...........નંદલાલરે.
સહુ જાંણે છે ભકત સાચો શામળીઆ વા'લા.
પાખંડી પાપી નથી કાચો.................નંદલાલરે.
આદ્ય બ્રહ્માનીજ લાજ ધરજો શામળીઆ વા'લ';
પીડા ન પામુ એવું કરજોરે..............નંદલાલરે.
સન્મુખ લોચનમાં આવી રહેજો, શામળીઆ વા'લા,
દોષ ન જોશો દરશન દેજો.................નંદલાલરે,
શ્રી મુખ બોલ્યા તે સાચુ કરજો, શામળીઆ વા'લા.
દુઃખ દયાના સરવે હરજો...................નંદલાલરે.

દયારામકૃત—સ્તુતિ રાગ ભજન ગરબી—

સર્વ તજીને ભજીયે શ્રી ગોવિંદને,

જે નારાયણ નોધારાના આધારજો;
ભાંગે સંકટ કુડારે સંસારના,
જેના નામે ઉતરીયે ભવપારજો—સર્વ
અપર માને વચને ધ્રુવજી વન ગયા;
નારદજીએ દીધો છે ઉપદેશ જો;
જ્ઞાન ભકિત વૈરાગ્ય તે મનમાં આણીયાં.
પ્રભુ ભજ્યા કાંઈ ત્યાં જઇ બાળે વેશજો-સર્વ
દૈત્ય પુત્ર પ્રલ્હાદજી આગે થયા,
લાગ્યો છે કાંઈ પિતા પુત્રનો વાદજો,
સ્તંભ થકી પ્રગટયારે નરસિંહ રૂપ ધરી.
શ્રી મહાપ્રભુજીએ કીધો તેને સહાયજો-સર્વ.
લાખાગ્રહમાં પાંડવને આવી મળયા,
ભકતજનોને દીધી છે, ઘણી ધીરજો;
સ્મરણ પહેલાં આવ્યા છોરે તમે સદા.
ભકતજન ઉગાર્યા પાંચે વીરજો—સર્વ.
સુદામાનું દરિદ્રપણું તો જાણીયું,
મુષ્ઠિક તાંદુલ આરોગ્યા મહારાજજો;
દાસ દયાના પ્રભુજીએ કરૂણા કરી,
ભકત જનનાં કીધાં કોટીક કાજજો—સર્વ.

અધ્વર્યુંકૃત પંદર તીથી—લો. મા. તીલકનો—ગરબો—

પડવે શું શુરવિર સિંહ સિધાવ્યારે,
ઓ કેશરી હિંદ કુમાર શું તલસાવ્યારે.
બીજે, ખળાપો થાય થયા શું વિયોગીરે,

અદ્રશ્ય થયા શું આપ ભારતના ભોગીરે.
ત્રીજે, તિલક વીર હિંદનો હીરોરે,
ગુમાવ્યો નર ને નાર મળે કયાં વીરોરે,
ચોથે, તે ચતુરાઇ તરીતી ઝાઝીરે
જગાવીઓ ભારત દેશ રહ્યો આખો ગાજીરે
પાંચમે, પ્રાક્રમ તમારૂં [સાલેરે
હિણુભાગી કીધો દેશ કોને હવાલેરે.
છઠે, છેતરી છેહ અમને દીધોરે,
સ્વરાજયની આપી આશ પ્યાલો પીધોરે,
સાતેમનું, તે સત્ય શસ્ત્ર કીધુંરે
હીંગ વિજય કરવા કાજ બીડું લીધુંરે
આઠમે, તો આશ મોટી રાખીરે.
યાહોમ કરી સરવસ્વ પ્રેમ રસ ચાખીરે
નોમે, રત્ન નર નમેરાં કીધારે.
દુઃખ વેઠયાં દેશને કાજ કયાં સીધારે.
દશમે, દાવાગ્નિ ઉર સળગ્યોરે.
વાદળ રૂપી એ યમ વેરી વળગ્યોરે,
એકાદશી, જે વૃત છે ફળ હારીરે;
વૃત કરવા કિયે દેશ ગયા ગુણશાળીરે.
બારસે, બેડી ધરી દેશ માટેરે,
ખટ* વર્ષ રહ્યા શું કેદ સત્યને સાટેરે,
તેરસે, ત્રણ વાર જેલ મહેલ શોભાવીરે,
તજાવવા] તનના ટેક ગયા સૌ હારીરે,

ચૌદશે, ચિતવન તમારૂં કરીયેરે,
દીન 'રજની ક્ષણુક્ષણુ, ધ્યાન તો ધરીયેરે,
પુનમે, તુજ પ્રેમ રદયમાં રાચેરે,
વીર સમસ્ત પાકો દેશ મણી, એ યાચેરે,

**પ્રીતમ કૃત—રણુછોડજીની ગરબો:—**

ધન્ય ડાકોર રૂડુ ગામ, વસે મારો વહાલોરે
શામળીઓજી ચતુર સુજાણુ, તેને જોવા ચાલોરે.
બહુ બોડાણાની પ્રીત, પ્રભુજી પધારયારે;
અહીંઆ આવી ઉત્તમ કીધા કે, અધમ ઓધારયારે
ઘણુા પાપી તે પાવન થાય, દરશન કરતારે;
દુઃખ જન્મ મરણુના જાય, સામા ડગ ભરતાંરે,
એવો આનંદ રૂપી અખંડ, અંતરજામીરે;
વહાલો પ્રેમ તણે વશ થાય, પ્રીતમનો સ્વામીરે
એતો ભકત તણે વશ થાય, પ્રીતમનો સ્વામીરે.

**શ્રી રણુછોડજીની પંદર તિથિઓ—રાગ ગરબી--**

સખી પડવે, પુરણુ બ્રહ્મ જે કોઇ જાણેરે,
રૂડો રણુછોડજીનો ધર્મ વેદ વખાણેરે,
સખી બીજે, બોડાણાજી બોલ બોલ્યા એવારે
રાખશો તો રહેશે તોલ, ઉપજે એવારે
સખી ત્રીજે, તે તુલસીનાં વન પ્રભુજીને પ્યારારે
હાથમાં વાવે હરિના જન, શોભે સારારે
સખી ચોથે, ચાલ્યા જાય, વસતી વાટેરે;
રૂદીયામાં રણુછોડરાય, મળવા માટેરે

સખી પાંચમે પળીયા પંથ, તડકા તનમારે;
સેવા કરે હરિના જન, મોહ્યા મનમાંરે.
સખી છઠ્ઠે, છાપાં અંગે, ધણિનાં ધરીયાંરે;
રાખે રૂદિયા સાથે રંગ,હવે મન હરીયારે,
સખી સાતમે, સુંદર શ્યામ, મોહન મળીયારે,
હુંતો આવીશ તમારે ગામ, ફેરા પૂળીયારે,
સખી આઠમે જોડી વહેલ, બળવંત બેઠારે.
પુરવ દેશમાં કરી મહેર પંથમાં પેઠારે,
સખી નોમે, નમવા જાય, આણી રાખેરે,
સેવક સુતા સાંગીમાંય, હરી રથ હાંકેરે,
સખી દશમે આવ્યા ડાકોર, હરજી રસીયારે,
તે ઠેકાણે ઠાકોર, વ્હાલો મારો વસીયારે,
સખી એકાદશી; ના દન, ગુગળી ઘેરયારે;
મધરાતે આવ્યા મહારાજ, હેરણ હેરયાંરે,
સખી બારસે, બાંધ્યાં છે બંધ સેવકથી છ.નારે,
સોનું તો સવા વાલ પુંજીમાં પામ્યારે,
સખી તેરસે, ગુગળી ઘેર, પાછા ફરીઆરે,
મધરાતે આવ્યા મહરાજ, કારજ સરીયારે.
સખી ચઉદશે, ચરણામૃત પ્રેમે પીધારે,
હરી કઠણ નંદલાલ સંદેશા ન કીધારે.
સખી પુનમે, પુજા થાય. શોભા સારીરે,
દરશન કરવાને જાય, નરને નારીરે.
સખી પંદર તથા સતવાર, જે કોઇ ગાશેરે,
તેને મળશે દ્વારકાનો નાથ વૈકુંઠ જાશેરે,

મીરાંબાઇ—રાગ ગરબી—

વાટ જુવે છે મીરાં રાંકડી, ઉભી ઉભી—વાટ૦
મુનીવર સ્વામી મારે મંદીર પધારોરે;
વા'લા સેવા કરીશ દીન રાતડી, ઉભી ઉભી—વાટ૦
ફુલના તે હાર ને ફુલના તે ગજરારે,
ફુલના તોરારે ફુલ પાંખડી ઉભી ઉભી—વાટ૦
સુંદર પકવાન મીઠાઇયોને મેવારે,
ઘેબર જલેબી તલ સાંકળી ઉભી ઉભી—વાટ૦
લવીંગ સોપારીને પાનના બિડલાંરે,
એલચી દોડાને તજ પાંખટી, ઉભી ઉભી—વાટ૦
સાવ સોનાના સોગઠાં ઢાળ્યારે,
રમવા આવો તો જાય રાતડી, ગીરધરનાગુણ
જોતાં ઠરે છે મારી આંખડી ઉભી ઉભી—વાટ૦

—રાગ ગરબી—(શંકર વર)

આજ મારે ઘેર સાહેબોરે, શંકર આવ્યા બાર,
ઊમયાએ તપ માંડીયા, વરૂં શિવશંકર ભરથાર,
શંકર વર સજ કરો.—(ટેક)
ઊમયા ઉભાં તપ કરેરે, જોવા આવ્યા ઇશ,
મહા વનમાં તપ માંડીયાં, તેને વહી ગયા જુગરે પચીસ,—શં૦
મેં તમને વર આપીયોરે, ઊમયા જાઓને ઘેર,
મેનાને મંદીર વસો, મારે કરવી છે કંઈએક પેર—શં૦
ઊમયા ઉઠીને આવીયારે, માને લાગ્યાં પાય,
મેના મા મેં વર વર્યો જેને ચૌદ ભુવન મુખમાંહ્ય—શં૦

મેના મુખથી બોલીયારે, સાંભળ ગવરી વાત,
ભીખારીને શું વરાં, એની કેઈ નથી જાણતું જાત—શં૦
ઘરડો જોઇ લાજાં નહીરે, બોલ્યાં મુખથી વાણ,
બીજો વર હું નહીં વરૂં, શિવશંકર પાખે જાણ—શં૦
વૃધ્ધ વૃષભે ચડી આવીયોરે, જોગી સરખું રૂપ,
એ વરને તું શું વરે, બીજા છેરે ભુતળમાં ભુપ—શં૦
વાઘાંબર શિવ હોડણેરે, મસ્કે બ્રહ્મ કપાળ,
નાગ હાર હરાવળી શિવ, કંઠે સોઇયે રૂંઢમાળ—શં૦
જટાજુટ ભસ્મે ભરાયોરે, અંગે વીટયા નાગ,
મેના મનમાં લાજીયાં એને નથીરે દીધાનો લાગ—શં૦
મેના મુરછાંગત હવાંરે, પડીયાં ધરણી હેઠ,
ઉમયાએ મન વિમાસીયું, મારે કરવી તે કંઇ એક પેર—શં૦
ઉમયા કહે સુણો નાથજીરે; મેના થઇ છે મૂઢ
તુજને કો જાણે નહીં, તારૂં આદ અંતર તે ગૂઢ—શં૦
ઉમયા કહે સુણો નાથજીરે, કરોની રૂપ પ્રકાશ;
પુરમાં જોવા સહુ મળ્યાં તારી થાયરે જંગતમાં હાંસ—શં૦
વચને રૂપ પ્રકાશીયુંરે, સુરજ કોટી પ્રકાશ;
સોળ કળા શશી જગમગે, ગંગ મસ્તકે લીધો વાસ—શં૦
શંકર નામે સાંભળ્યો રે, વસે તે વાસ કૈલાસ;
કાને કુંડળ ઝળહળે, ઊર કૌસ્તુભ મણિનો હાર—શં૦
મેં તુંને જાણ્યો સદારે, ઓળખીયો એણીવાર;
વચને વિશ્વંભર થયા, જોઇ હસવાને લાગી નાર—શં૦
શંકર સજ થઇ આવીયારે. ઉભા તોરણબાર;
મેનાં મનમાં હરખીયાં, હવે છેરે દીધાનો લાગ—શં૦

ચોંખી લીધા પદમનીરે, પીંડી નાખી ચાર,
નાક સાહી વર નરખીયારે, જીરે બેસણુ સુનાનાં પાટ—શં૦
કન્યાએ કાંકણુ પેહેરીયારે; પડી પાનેતરે ગાંઠ,
અંતર પટ આડે ધરયા જીરે, હોઇરે તંબોળ છાંટ—શં૦
ઊમયા શંકર પરણીયારે, પોતાં મનમાં કોડ;
કૃષ્ણાબાઇ ચરણે નમે; મળી સરખેને સરખી જોડ - શં૦

**નરસેંમ્હેતા કૃત—દાણલીલાની ગરબી—**

હાંરે દાણ માગેરે દાણ માંગે, હાંરે તારી મીઠડીના બોલ બાણ વાગેરે.
હાંરે કાન કીયા મુલકનો સુબો, હાંરે કાન મારગ વચ્ચે ઉભોરે
હાંરે કાન કીયા મુલકનો રશીયો હાંરે મારા મારગ વચ્ચે વંશિયોરે
હાંરે કાન કીયા મુલકનો દાણી, હાંરે મારી નવરંગ ચુંદડી તાણીરે.
હાંરે કાન કીયા મુલકનો મેહેતો, હાંરે કાન મારા મારગ વચમાં રહેતોરે
હાંરે કાન જળ જુમનાને આરે, હારે એમાં કોણ જીતે ને કોણ હારેરે.
હારે કાન એમાં નથી સાકર નથી મેવા, હાંરે ખાટી છાશમાં શું આવ્યો લેવારે.
હારે મહેતા નરસઇના સ્વામીને વારી, ગૌ, ગોવાળીયામાં ચારીરે.

**પ્રીતમ કૃત—રાગ ગરબી—**

ગરજીરે તમને દીઠા તે ગીરધારી, મતલબીયા છો મેમાન મોરારી—ગરજી
મનેરે માયા લાગી છે તમારી, મારે મન ઝુઝી છે મોરારી,
વાલારે મને શા માટે વિશારી... ... ... ...ગરજી.
ચડેલીરે મને ખબર આવી પડતી, એની સાથે પ્રીત નહીરે કરતી,
વા'લા તો મને મેલી ગયા રડતી... ... ... ...ગરજી.
મેતારે જાણ્યું ઉજળું તે દુધ હશે, તેનેરે આને વાડયા મને છાશે,
રહીતી હું તો તારે વશ્વાસે.... ... ... ...ગરજી.

જસોદાના કાન તમેરે કાળા કયાર બહુ આંખ્યો તણા ચાળા,
તે પર હું તો મોહી છું નંદલાલ ... ... .... ...ગરબી
હવેરે હરજી ઘણું થયું ગીરધારી ક્ષમા કરો ચુક થઈ છે મારી
થઇને રહી છું દાસી હું તમારી... ... ... ... ....ગરબી
પ્રીતમના સ્વામી મને મળીયા દુ:ખરે મારા જનમ તણા ટળીયા,
ગોપીરે સહુ આનંદથી મળીયા... ... ... ... ...ગરબી

—ગરબી—

માથે મટુકીને મહીડાંની ગોળી, મહીરે વેચે ચંદ્રાવળીરે;
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેલડો સાહી રહ્યોરે—માથે.
મેલો મેલો કા'નજી જવા દો જાદવજી, અમઘેર સસરો રીસાળવોરે;
તમારા સસરાને બીજ વહુ આરૂ આણીઆલુ તમથી ઘુંઘટ તાણે અદકેરે—
વેચંતી સાચંતી નગરમા પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી, અમઘેર સાસુ રીસાળવારે,
તમારી સાસુને બીજી વહુઆરૂ, આણી આલુ તુમથી પાયે પડે અદકારે—
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી, અમઘેર જેઠ રીસાળવારે;
વેચંતી સાચંતી નગરમાં પેઠી કાનુડો છેડલો સાહી રહ્યારે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી, અમઘેર દીયર રીસાળવારે,
તમારા દીયરનેરે બીજી ભોજાઇ આણી આલુ તમથી હોરી ખેલે અદકેરીરે—
વેચંતી સાચંતી નગરમારે પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી, અમઘેર નણુદી રીસાળવારે,
તમારી નણુદીને બીજી ભોજાઇ આણી આલું, તમથી માથા ગુંથે અદકેરીરે—
કડવે વચને ગોપીઓ એમ બોલે, મેલો મેલો પાલવ નીર્લજરે,

દુર્જન દેખે તમે નહી લાજો, છાતી વહુકે મહારીરે—માથે,
તોયે ન સમજે છોગ.ળો છબીલો, પાલવ ઝાલી ઉભો રહયોરે;
ચીર ફાડી ચંદ્રાવળી નાઠી, કાનુડો હાથ ધરી રહયોરે—માથે,

—રાગ ગરબી—

પાતળીયા પાલવ મેલોરે પાયે પડું છું, છબીલા છેડો મેલોરે, પાયે પડુ છું
વા'લાજી મારા વદ્રાવનની વાટે જાતાં, શીદ મને નડોછોરે, પાયે પડુ છું
વા'લાજી મારાં છલકાશે મારૂ બેડું, કોઇ જોઇને કહેશે ભુંડુંરે, પાયે પડું છું
વા'લાજી મારા કામ ઘણું છે ઘેર મારે, શું રોકો જુમના આરેરે પાયે પડુ છું
વા'લાજી મારા લોક જાણે એવું લારૂં, અમે સાસુની વહુવારૂંરે પાયે પડુ છું
વા'લાજી મારા કંથને કપરો જાણો, કાંઇ સજા દે પરમાણેરે, પાયે પડુ છું
વા'લાજી મારા સ્વામી રવીદાસના સોહાગી, મને માયા તારી લગીરે, પાયે પડુ છું

—મહાકાળીનો ગરબો—

પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળીરે,
મા પરવરીયાં ગુજરાત પાવાવાળીરે,
મા સોળ કરો શણગાર મહાકાળીરે, માની ઓઢણી ઝાકઝમાળ પા૦
માને કાંબીને કડલાં શોભતાં મહાકાળીરે, માને ઝાંઝરનો ઝમકાર પા૦
માને કાંબીને કડલાં શોભતાં મહાકાળીરે, માને દસે આંગલીએ વેઢ પા૦
માને ઝાલને ઝુમણું શોભતું મહાકાળીરે, માને કંઠે એકાવન હાર પા૦
માને નાકે નકવેસર શોભતું મહાકાળીરે, માને ટીલડી તપે લલાટ પા૦
માને સેથો ભર્યો સીંદુરનો મહાકાળીરે, માનો ચોટલો વશીયલ નાગ પા૦
મા ચોસઠ બેની તેડાવશુ મહાકાળીરે, મા સાથે કેવળ વીર પા૦
મા ફૂલના દડા હાથમાં મહાકાળીરે, મા પરવરીયા ગુજરાત પા૦

મા પાટણ પરગણું તાહારૂં મહાકાળીરે, મા ગુજર ખંડમાં ગામ પા૦
મા ઝનખલપુર સોહામણું મહાકાળીરે, માનો તેને ટોડ પુરવાસ પા૦
મા સરવે મળીને કરી સ્થાપના મહાકાળીરે, માજી માનસરોવર માંય પા૦
મા કુકડીયારે સજ કર્યા મહાકાળીરે, મા થયા તે ઘડી અસવાર પા૦
મા કેસરી વાઘા પેહેરીયાં મહાકાળીરે, મા લીધુ ભ્રમર બાણું હાથ પા૦
મા રમતાં રમતાં નીસર્યા મહાકાળીરે, આવ્યા માન સરોવર પાસ પા૦
મા સાથે લસ્કર કુતકી મહાકાળીરે, આવ્યા માન સરોવર માંય પા૦
માન સરોવર તલાવડી મહાકાળીરે, તેમા ભરીયાં નીરમળ નીર પા૦
મા ઉતરીને કીધા પોતીયા મહાકાળીરે, માએ નાહીને પીધું નીર પા૦
મા ઘોડીનો ઘોડો થયો મહાકાળીરે, મા અસ્ત્રીમાથી પુરૂષ પા૦
માનો પટંતરો ત્યાથી થયો મહાકાળીરે, માનો પૃથ્વીમાં મહીમાય પા૦
મા હીંદુ કેરા દેવતા મહાકાળીરે, બળધારી બહુચર માંય પા૦
મા લીલા તે નેજા ફરૈહરે માહાકાળીરે, આવી મુગલા કેરી ફોજ પા૦
મા બહુચરમાં એમ બોલીયા મહાકાળીરે, અલ્યા માં લઇશ મારૂં નામ પા૦
મા મુગલે વાત મનમાં ધરી મહાકાળીરે, ચડો મુગલા કેર ફોજ પા૦
મા બહુચર માના મૃગલા મહાકાળીરે, તે તળીયા નાત્રા માંય પા૦
કુકડીયા ભોજન કીધા મહાકાળીરે, પછી ચડકી તે માને રીસ પા૦
મા મુઆ તે મૃગલા બોલીયા મહાકાળીરે. મા અસુર તણા ઘડ માય પા૦
મા બહુચરમાં તમે કોપીયા મહાકાળીરે, પછે આઇ થયા અસ્વાર પા૦
મા ત્રિશુળ લીધુ હાથમાં મહાકાળીરે; મા કીધો અસુર તણો નાશ પા૦
મા કુદી ઘોડે મારીયો મહાકાળીરે; મા હાથી પાડયો એક પા૦
મા મોટો મુગલ એક મારીયો મહાકાળીરે; બીજા મુગલનો નહિ પાર પા૦
મા બળ કરી મુગલ મારીયા મહાકાળીરે; માર્યો પાડ્યાનો બાણેજ પા

મા સામે થયુ સઉ એકઠું મહાકાળીરે, મા ચાલ્યા તે મુગલ પાસ પા૦
તેં મારૂં તે વાર્યું મહાકાળીરે, તે હાથે વસાવ્યું વેર પા૦
ત્યાં હાથ જોડીને આવીઆ મહાકાળીરે, માને લળી લળી લાગે પાય પા૦
મા સોનાના ઘડાવું કુકડા મહાકાળીરે, મા લાવું મડપમાં પા૦
મા તારૂં દેવળ ફરી ચણાવશું મહાકાળીરે. મા ઉપર ધોળી ધજા પા૦
મા તારો ચાચર સાધશું મહાકાળીરે; મા કહે વલ્લભ કાડે બાંધશું પા૦

કંકોત્રી

કંકુ છાંટી કંકોતરી મોકલે, કોડે કા'વે સુભદ્રા બેન -વીરા વહેલા આવજો.
દેવ દુંદાળાને લાવજો, એ છે પાર્વતીના પૂત્ર-વીરા વહેલા આવજો.
શ્રી કૃષ્ણ બળદેવ બે બાંધવા, પવીત્ર પીતા વાસુદેવ-વીરા વહેલા આવજો,
પાંચ પાંડવ દાસ તે તમતણા હરનીશ જપે તમારૂં નામ—વીરા૦
જગતજનેતા દેવકી ને રોહીણી, અજણાદેવી તમારા માત—વીરા૦
બત્રીજા ભલા મન ભાવના, તમ આવે થાશે સુખ ચેન—વીરા૦
રાણી રૂકમણીરે સતી સતભામાનેયે જુંબુવંતી વીરા વહેલા આવજો.
ભીડભંજન તમારી ભાભીઓ, સોળ સહસ્ત્ર એકસોને આઠ—વીરા૦
કંઠ જેઠ દીયરીઆને કોડ ઘણી તમે ભવતારણ ભગવાન—વીરા૦
સાથે જાદવ સઘળાને લાવજો, બીજી ઉત્તમ વરણ અનેક—વીરા૦
વેદ વાંચતા વીપ્રને લાવજો, બીજો સર્વે કુટુંબ પરીવાર—વીરા૦
થોડું લખ્યું ઘણું કરી વાંચજો; પ્રભુ નોધારાના આધાર—વીરા૦
પ્રતીદ્રષ્ટીયે વે'લા પધારજો, શેષનાગ ન પામે પાર-વીરા વહેલા આવજો.



# સિધ્ધરાજ અને જસમા ઓડણની ગરબી.



ગાજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણીરે,
સાચો સીમળે પેલો સોલકી સિદ્ધરાજ;
જેની કીર્તી વ્યાગી રહી આ જગમાં ઘણીરે,

તેણે લોકો કાજે વાવ કુવા બંધાવીઆરે,
મોટાં માન સરોવર દેવળ ધર્મ વીશાળ;
પોષી સર્વ પ્રજાને શત્ર સર્વ નમાવીઆરે,

તેણ પાટણ પાસે એક સરોવર આદર્યું રે;
એ.દે ખાડા ત્યાંતો માળવી ઓડણ અનેક,
નાંખે ઓડણો મટોડા માય લઇ પણ઼.

પાળે વડની ડાળે ઝુલે બાળક પારણેરે,
માટી લેતા જસમા ઝુલાવે નીજ બળ
વળતાં મુખડું દેખી જાય કુવરને વારણેરે,

સાદે વેષે પૂરતાં રાજાએ દેખી પરીરે.
જાતે રૂપાળી રંગીલી મરમ ચતુર,
પાસે જઇને રાજા કહે છે સુણ તું સુંદરીરે

**સિદ્ધરાજ**—માટી સારવાને આ કોમળ કાયા નથી.રે,
પાળે બેસીન રીઝવ તું તારૂં બાળ;
બીજી ઓડણો છે કામ કરે તરી વતીરે.

**જસમા**—જસમા કહે છે રાજા કામ કરી ખાવું ગમેરે,
મુજને બેસી રહતા વાગે અંગમાં પેગ;
મરા નવરા દાડા બેઠે નવ જાય દીસ

**સિદ્ધરાજ**—જસમા જંગલમા વસવાને તું સરજી નથીરે,
મારા નગર તણો તું આવીને જો નાક.
પાટણપુરની શોભા હું તુજને શું કહું કથીરે.

**જસમા**—નગરે અંધારી શેરીને ઉંચી મેડીએરે.
તેમાં માણસ આડે ચાલ્યાનો નહી માર્ગ,
જાણે ઉનાળે ઉભરતી દેખું કીડીઓરે.
**સિદ્ધરાજ**—જસમા માણસ બહુ દેખીને શું ઘેલી બનીરે;
તેરા હલકા મનમાં ઉઠે હલકા ઘાટ,
ન કળે ખાખરની ખીસ્કોલી સાકર સ્વાદનેરે.
**જસમા**—રાજા મેલાં મન માણસનાં મેલા શહેરનારે,
મેલી ગલીઓમાં મારે છે દુર્ગંધ;
મેલાં ઝેર તણાં જીવો તે જીવે ઝેરમાંરે.
**સિદ્ધરાજ**—જસમા રાજાના દરબારો તેં દીઠા નથીરે,
તેમાં બાગ બગીચા ખીલે ફૂલ ગુલાબ;
મોટા હોજ ફુવારા ઉડે જોસથીરે;
**જસમા**—રાજા જંગલ આગ બાગ બગીચા ધુળ છેરે,
જેવો સૂરજ આગળ તારાનો ચળકાટ.
મારા જંગલની મોજે તો મોંઘે મુલ છેરે,
**સિદ્ધરાજ**—જસમા જંગલની વાતો તું આજ વીસારજેરે.
મીઠા નરઘા ને સારંગી કેરા સુર ગાજેરે,
ગાયન સુણવા કાજ આપ્યા સુંદર કાન.
**જસમા**—રાજા નવ રીઝું સારગી કેરા સુરથીરે,
મેના મોર બપૈયા ટેવ્યા છે મુજ કાન;
વાતો કોયલના ટૌકાની તો કહેતા નથીરે.
**સિદ્ધરાજ**—ઓડણ આવો તો ઉતારૂ મેડી માળીએરે,
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ;
તમને પ્રીયજનો માનનીને નિશદીન પાળશુંરે.

જસમા—મારે ઓડણને ઉતારવા જોઈએ ઝુંપડીરે,
મેડી માળે ચડતાં મુજને આવે ફેર;
પડતાં પગ ભાંગે ને કાયા થઇ જાય કુબડીરે,
સિદ્ધરાજ—ઓડણ આવે તો પીરસાવુ મેવા ચુરમાં.
ઝુલે હાથી ઘોડા ગુર્જર પતિને દરબાર,
તેને દેખીને હરખાશો ઓડણ ઉરમાંરે,
જસમા—મારે ઓડણને તો વાળુ જોઇએ ઘેંસનારે,
રાજા શું છે મારે હય હાથીનું કામ;
દહી ને દુધ મજેનાં મારે ભુરી ભેંસનાર,
સિદ્ધરાજ—ઓડણ માગીયો ને આછા સાળુ ઓઢણાંરે.
હીરા માણેક મોતી સોનાના ભંડાર,
આવી કંચનવરણી કાયા પર શોભે ઘણારે.
જસમા—છાયલ ટકશે આછાં સાળુ તો ફાટી જશેરે,
નખું ઘાસ ચણોડી ગડી કંઠે હાર;
પહેરૂં પુલ તણી માળા તો પરણ્યા રીજશેરે.
સિદ્ધરાજ—જસમાં કહે તું મુજને કેવો છે તારો પતીરે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર;
એના જેવો સુખીઓ આ જગમાં બીજો નથીરે.
જસમા—પેલો કેડ કસીને કામ કરે મારે પતીરે,
જેના મોળીયામાં બહેકે છે બહુ પુલ,
જેના કોદાળીના ઘાથી ધરતી ધ્રુજતીરે.
સિદ્ધરાજ—જોને કામ કરતાં એ ન્યાળે તારા ભણીરે,
એના મનમાં તારો પુરો નહી વિશ્વાસ;
તારી ખુબી ન જાણે જસમા એ તારો ધણીરે,

જસમા—રાજા સાચાને ભય લેશ નથી સંસારમાંરે,
મારા પતીને મારો સંપુર્ણ વિશ્વાસ.
હું તો અન્ય જનોને ભાઇ ગણી રહુ ભારમાંરે,
સિદ્ધરાજ—જસમા રાણા ને રાજાને હું તાબે કરૂં રે,
મોટા મહારથી પણ ન આપે સામો બોલ;
તારા આગળ હું નવ અમલ ચલાવા આદરૂરે.
જસમા—રાજા કાયા ને માયા પર બળ નૃપનું વરતુંરે,
પ્રભુએ જીવ ધર્યો છે જુદો કાયા માય;
ભારે ભુપ તણું પણ તે પર ન ચાલે કશુંરે.
સિદ્ધરાજ—જસમા દ્રઢતા તારી દેખી વિસ્મય થાય છેરે,
આવાં દંપતીને પણ આખર હોય વિયોગ,
મીથ્યા આ જગના સુખ માટે મન મુંઝાય છેરે.
જસમા—રાજા કોઇ ન જાણે કાલે મારૂં શું થશેરે.
એવી અલ્પ જીંદગી માણે આ સૌ લોક;
રૂડી રહેણી સુખ પરલોકે પુરણ આપશેરે.
એવું કહીને જસમા ટોપલી લઇ પાછી ફરીરે,
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ
થઇ છે જસમાના પતિવૃત્તની જેને ખાતરીરે,

